

યા અલી મદદ



# રમણી-રાસ-મંડળ



આપણા શિરછત્ર હાજર ઈમામ આગા સુલતાન મહમદ
શાહની પવિત્ર પધરામણી પ્રસંગે બહાર પાડેલો
રાસ સંગ્રહ જુદાં જુદાં સ્થળોથી સંગ્રહ
કરી રચી સુધારા વધારા સાથે

છપાવનાર

**માસ્તર મુરાદઅલી આઇલલી**

ખોજીયા સ્કુલ—કરાચી.

અથવા ખારાદર—કરાચી.

**મુલ્ય ત્રણ આના**

ઍપ્રીલ તા. ૧ ૧૯૨૦ પ્રત ૧૦૦૦

હિતેચ્છુ પ્રેસમાં હરિલાલ વાલજી ઠાકરે છાપ્યું-કરાચી.



## યા અલી મદદ

# રમણી-રાસ-મંડળ

આપણા શિરછત્ર હાજર ઈમામ આગા સુલતાન મહમદ
શાહની પવિત્ર પધરામણી પ્રસંગે બહાર પાડેલો
રાસ સંગ્રહ જુદાં જુદાં સ્થળોથી સંગ્રહ
કરી રચી સુધારાં વધારાં સાથે

છપાવનાર

**માસ્તર મુરાદઅલી ભાઈવલી**

બગીચા સ્કુલ—કરાચી.
અથવા ખારાધર—કરાચી.

**મુલ્ય ત્રણ આના**

એપ્રીલ તા. ૧ ૧૯૨૦ પ્રત ૧૦૦૦

હિતેચ્છુ પ્રેસમાં હરિલાલ વાલજી ઠાકરે છાપ્યું-કરાચી.

યા અલી મદદ

# રમણી-રાસ-મંડળ.

## રાસુડો ૧

( સાહેબ સળક બંધાવજો- એ રાગ )

ચાલો ચાલો સખી સહુ જઈએ રે,
જ્યાં વસે સુલતાન સરતાજ—કે દીદાર કરીયે રે
મને ઘરમાં તે લાગે ઘેલું રે,
નથી સુલતાન વીના બીજું વ્હાલું—કે દીદાર કરીયે રે—ચાલો૦
હું તો કંઇ ન સમજું પહેલી રે,
મારા ચીતમાં આનંદની હેલી—કે દીદાર કરીયે રે—ચાલો૦
હું તો ઘરનો ધંધો ભુલી રે,
હું તો હરી મુખ જોવાને ફુલી—કે દીદાર કરીયે રે—ચાલો૦
મુને ભુખે ભોજન નવ ભાવે રે,
સુની સેજડીયે નીંદ્રા ન આવે—કે દીદાર કરીયે રે—ચાલો૦
મારા મનમાં સુલતાન વસીયા રે,
નથી એક પલક દુર ખસીયા—કે દીદાર કરીયે રે—ચાલો૦
સહુ જમાથોના કારજ સીદ્ધા રે,
ભકત જનોનાં મન હરી લીધાં—કે દીદાર કરીયે રે—ચાલો૦
એવા ભીડ ભંજન સુલતાન સામી રે,
વેગે આવો કરાચી ગામી—કે દીદાર કરીયે રે—ચાલો૦

# રાસુડો ૨

અતી આનંદ ભર્યા આવો મારે અંગે રે,
શ્યામ સુંદર વર બેઠા છો સંગે રે;—અતી૦
મુખડા જોયા વીના પાણી નહીં પીઉં રે,
સુલતાન મહમદશાહ જોઇ જોઈ જીવું રે—અતી૦
સુલતાન શામળીયા શું લગની લાગીરે,
જન્મો જન્મની ભાવડ ભાંગી રે—અતી૦
સગપણ સામળીયાનું સાચું રે,
બાકી સર્વ દીસે છે કાચું રે—અતી૦
મુજને ન વારો મારી માવડી રે,
દર્શન કરવા જઇશું દહાડી રે—અતી૦
કહેશે તેનેરે કહેવારે દઇશું રે,
આપણે સર્વે સાંભળી લેશું રે—અતી૦
નંદલાલા ન કરો મોટાઇ રે,
મોટા થયા માટે માંખણ ખાઇ રે—અતી૦
કુંવર કાના તમે બહુ રસીયા રે,
અમ કારણ વ્રજમાં વસીયા રે—અતી૦
અતી આનંદ નંદ ઘેર જઈશું રે,
દર્શન કરીને સુખીયાં થઈશું રે—અતી૦
ઘણા દીવસના વાયદા વળીયા રે,
સુલતાન મહમદ શાહા આજે મળીયા રે—અતી૦

## રાસુડો ૩

( ચાલો ઉઠોને આજ રમત રમીએ નવીરે–એ રાગ )

નંદ નંદન રસીલા લાડલારે, વૃજ વનીતાના પ્રાણ આધાર
મુકો મારગે જાવા દો કહું છું ક્યારનીરે—ટેક.
અમને વાર ઘણેરી થાય છે વિડલારે,
દેખે લોકડીયાં ને જાય મારી લાજ—મુકો મારગે૦

સાખી—પાલવ શું પકડી રયા, માથે મહીના માટ,
સાસુડી સંતાપશે, જોઇ રયા હશે વાટ,
ઘેર નણદલ છે બહુ બોલકારે,
મારે પેરે પેરે મોહન કેરા આણ—મુકો મારગે૦

સાખી—એક બીજાને પુછતાં, કરતા કોન ઉપાય;
કામણગારે કાનુડે, અધવચ લુંટીયા ત્યાય,
આવા દાણ લીધાં નથી કંઇ સાંભળ્યારે,
આવી નવલી રીતો નવ હોય—મુકો મારગે૦

સાખી—રકઝક ત્યાં બહુ થઇ પડી ગોપી ને ગોવાળ,
મટુકી ફોડી કાનુડે, ગોપી થયાં નીયાલ
દહીં દુધ સરવે પ્રભુ આરોગીયારે,
ગોપી ગયાં છે જશોદાજીને દ્વાર
માતા જશોદા કાનુડે અમને લુંટીયારે—મુકો મારગે૦

સાખી—વીતેલી સરવે કહી વનતણી કથાય,
બહુ તોફાની બાળને વશ કરો ઘરમાંય;
હાથ પકડયા જશોદાએ બાંધવાને,
હાથે ઉઘાડી મુખ દીઠું માંય;
અનંત બ્રહ્માંડ જોયા મુખમાંરે—મુકો મારગે૦

સાખી—હૃદય ભરાણું પ્રેમશું દર્શન થયાં વિરાટ
ગોપી જન પ્રસન થયાં, જોયા અનંત ઘાટ
નમી ચરણે લાગી વૃજ નાર વીનવેરે
અમને દેજો પ્રભુ અંતરમાંહે વાસ
થઇ રાજી રાજી વૃજ નાર વીનવેરે—મુકો મારગે૦

સાખી—આઠમે લીલા બહુ કરી નવમે બુદ્ધ ભગવાન,
કાર્ય કર્યાં પાંડવતણાં દશમે નકલંકી જાન;
મોલા અલી રૂપે મકામાં અવતર્યાંરે,
શાહી રૂપે આજ અણુતાલીસ ઇમામ;
સરેવો સુલતાન શાહ હાજર ઇમામનેરે—મુકો મારગે૦

## રાસુડો ૪

ગોરી ચાલો વેગે જમના ઘાટડે, ભાવે જળ ભરવા જાશું આજ;
વ્હાલા ગિરધારી મહારાજ—૦
નેહથી ચારશે ઘેનું નવ લાખ કે, ગોઠીયા ગોવાળીયા સંઆત;
વ્હાલા ગિરધારી મહારાજ—૦

સાખી—મીઠી મનહર મુરલી, વગાળશે ગોપાળ,
સુણતાં સખી સુખ પામશું, થાશું પુરા ન્યાલ;
વિધ વિધ ભાતે રમશું રાસ કે. નટવર ઉમંગથી હો આજ;
વ્હાલા ગિરધારી મહારાજ—૦
સાખી—મધુરી એની મુરતી, સુર મુની ધરતા ધ્યાન;
નયણે ઠરશું નીરખીને, રાધાવર શ્રી કાન;
કાનજી કૃપા કરે તો સહચર, સુધરે સર્વેનો સંસાર;
વ્હાલા ગિરધારી મહારાજ—૦
ભાગ્ય તણો ઉદય થતાં, ભુધરનાં દર્શન કરતાં સફળ અવતારનું
વ્હાલા ગિરધારી મહારાજ—૦

---

## રાસુડો ૫

( મા મને નીશાળે મુકને–એ રાગ )

અમે આવ્યા તમારે આશરે—અલબેલાજી,
વાટ જોઈ વરસ ઘણા માસરે—અલબેલાજી૦
ફેરા તણું ફળ એ મળ્યું—અલબેલાજી,
મન ગમતું મુજને મળ્યું—અલબેલાજી૦
મુને હીરલો મળ્યો હાથમાં—અલબેલાજી,
સુલતાન શોભો સહચરના સાથમાં—અલબેલાજી૦
તારૂં સુંદર મુખડું શોભતું—અલબેલાજી,
છોજી ગુણુ ગ્રહી ગુણુવાન હો—અલબેલાજી૦

મીઠી લાગે તમારી પ્રીતડી—અલબેલાજી,
મુને રૂડી લાગે તમ રીતડી—અલબેલાજી૦
મને દેજો તે દરશન દાન હો—અલબેલાજી,
સખી સહીયર આપે બહુમાન હો—અલબેલાજી૦
આ ભવસાગરથી તારજો—અલબેલાજી,
સૌ મુરીદોની પ્રિત પાળજો—અલબેલાજી૦

## રાસુડો ૬

(ઉંચા ઉંચા સુલતાન તારા બંગલામાં-એ રાગ)

મારો સુલતાન નાથ ભલે આવીયા રે,
અતી આનંદ ઓછવ થાય રે;
ચાલો સુલતાન સંગ રમીયે રે—મારો૦
સૌ સહીયર હળી મળી આવો રે;
શાહાના મોતીડે ચોક પુરાવે રે—ચાલો૦
માંહે કંકુના હાથા દેવરાવજો રે;
રૂડા શોભીતા મંડપ રચાવો—ચાલો૦
માંહે ચીરના ચંદરવા બંધાવજો રે;
શાહની શેરીએ તોરણ બંધાવો કે—ચાલો૦
સૌ સહીયર હેતે પ્રિતે આવો રે;
શાહના મંગળ ધોળ ગવરાવો કે—ચાલો૦
દીવા વીજળીની જ્યોત પ્રગટાવજો રે;
રૂડાં વસ્ત્ર આભુષણ ધારો કે—ચાલો૦

વાલા સુલતાન શાહને વધાવજો રે,
ગલે ફુલની માળા પહેરાવો કે—ચાલો૦
વહાલા પ્રિતે કરાચી પધાર્યા રે;
સૌ જમાથોના કારજ સાર્યાં કે—ચાલો૦

---

## રાસુડો ૭

( શુકરવારે શામ ગુના કરો માફીજી )

### સાત વાર

મંગલ રૂપે મહારાજ મારે મન વસીયાજી;
ઘેર આવો સુલતાન લાલ હો રંગ રસીયાજી—૦
બુધે તે શુદ્ધ ને બુદ્ધ સરવે ભુલી જી;
હું તો જોઇ સુલતાનશાહનું રૂપ અંગોઅંગ ફુલીજી—૦
ભરેસપતે તો ભ્રમણા મનની ભાંગીરે;
શ્રી સુલતાન વરની સાથ લગની લાગીજી—૦
શુકરવારના સુખ ઘણાં શા કહીયેજી;
શાહ સુલતાનને ચરણે ચકોર થઇ રહીયેજી—૦
શનીવારે સંતાપ ગયા સૌ નાસીજી;
હું તો ભવો ભવ સુલતાન તણી થઇ દાસીજી—૦
આદીત્યે આનંદ ઉર ન સમાયજી;
શાહ સુલતાનજીના રૂપ કયા નવ જાયજી—૦
સોમે તે સોળ શણગાર સજીયા મેં અંગેજી;
લાલા લહેરી સુલતાન સંગ રમવા રંગેજી—૦

## રાસુડો ૮

( લીલી લીંબડી રે લીલાં નાગર–એ રાગ )

સુણ સાહેલડી રે, મારે નંદ કુંવર શું નેહ;
ઝાઝુ શું કહું રે, મારા પ્રાણજીવન ધન એહ—૦
હાર હઇયા તણો રે, મારા ચિતડા કેરા ચોર;
મસ્તકના મણી રે, મારા કાળજડાની કોર—૦
ઉર લપટાવીએયે, એ વર આવે એવી વ્હાલ;
સખી હું શું કરૂં રે, મોટું સાસરીયાનું સાલ—૦
આજ હું એકલી રે, મને મારગે મળીયો કાન;
મુખ બોલ્યા બન્યો રે, કીધી આંખલડીમાં સાન—૦
હું સમજી રહી રે, મુજને તેડી વૃંદાવન;
સજની શું કરૂં રે, ન સુજે રજની કંઈ દીન—૦
વહાલે ભોળવીરે, ચોરી લીધું મારૂં ચીત;
સુલતાન શાહ મળ્યા રે, મારા પ્રાણજીવન ધેનહીત—૦

---

## રાસુડો ૯

મારે મંદીરે પધારો શ્રી નાથજી,
હું તો જોઉં તમારી વાટ;
સુલતાન શાહ નાથજી—૦
હું તો શેરી વળાવી સજ કરૂં;
હું તો ફુલડાં વેરાવું સારી વાટ—-સુલતાન૦

હું તો ચીરના ચંદરવા બંધાવતી;
હું તો પથરાવું લીલા પીળા પાટ—સુલતાન૦
હું તો શણગાર કરાવું હરીને ભાવતા;
હું તો દરપણ દેખાડું મારા નાથ—સુલતાન૦
હું તો મીઠડા મેવા મગાવતી;
તમે આરોગો પ્રિતમ પ્રાણ—સુલતાન૦
હું તો શીરો કરાવું સ્નેહ તણો;
પ્રિતે જમાડું મારે હાથ—સુલતાન૦
હું તો હીમના પાણી મગાવતી;
તમે પીયો તે સારંગ પ્રાણ—સુલતાન૦
બાવન પાનના બીડાં બંધાવતી;
મુખવાસ કરોને પીયુજી પ્રાણ—સુલતાન૦
હું તો સોનાનાં સોગડડાં મગાવતી;
રમત રમજો દીન ને રાત—સુલતાન૦
હું તો સેજ પથરાવું સ્નેહ તણી;
પોઢણ કરો જીવન વિશ્રામ—સુલતાન૦
હું તો ફુલનો પંખો ભરાવતી;
વીંજણું કરૂં રે સારી રાત—સુલતાન૦
હું તો થાળ ભરૂં સગ મોતીએ;
સૌ સખી વધાવો આજ—સુલતાન૦

## રાસુડો ૧૦

મારે માથે મટુકી સુલતાન મહી તપે રે,
મુને રોકી રાખી છે ઘણી વારથી રે;
વખત વીતી જાશે તો મહીડાં નહિ ખપેરે—૦
સુલતાન ઉતારા કરવા વહેલા આવજો રે;
સાથે વારસ રહીમ ભાઈ તેડી લાવજો રે—મુને૦
સુલતાન દાતણ કરવાને વહેલા આવજો રે;
સાથે મુખી કામડીયા તેડી લાવજો રે—મુને૦
સુલતાન ભોજન જમવાને વહેલા આવજો રે;
સાથે આલી ઝહાંને તેડી લાવજો રે--મુને૦
સુલતાન મુખવાસ કરવાને વહેલા આવજો રે;
સાથે મીશનરી મંડળ તેડી લાવજો રે—મુને૦
સુલતાન પોઢણ કરવાને વહેલા આવજો રે;
સાથે કરાચી જમાથ તેડી લાવજો રે—મુને૦

---

## રાસુડો ૧૧

સીંગોલી ઉતરીએ શેરીયે મુને સીંગોલીની લાલચા લાગી રે;
મુને સીંગોલી વીણવા દેજો રે, મુને સીંગોલી વીણવા દેજો રે—૦
મારી નાકની સરી લેજો રે, મુને દીદાર કરવા દેજો રે;
મુને દીદાર કરવા દેજો રે—૦
સીંગોલી ઉતરીયે વાડીએ, મુને સીંગોલીની લાલચા લાગી રે;
સીંગોલી વીણવા દેજો રે, મુને સીંગોલી વીણવા દેજો રે—૦

મારો હાર હઇયાનો લેજ્જે રે, મુને મુલાકાત કરવા દેજ્જે રે—૦
હું તો સરોવર પાણી ગઇતી રે, મુને સુલ્તાનની માયા લાગી રે,
સીંગોલી વીણવા દેજ્જે રે, મુને સીંગોલી વીણવા દેજ્જે રે—૦
મારી હાથની પોંચી લેજ્જે રે, મુને દસ ચુમવા દેજ્જે રે,
હું તો હસના બાગ વાડી ગઇતી રે, મુંને સુલતાનની માયા લાગી રે;
સીંગોલી વીણવા દેજ્જે રે મુને સીંગોલી વીણવા દેજ્જે—૦
મારી હાથની વીંટી દેજ્જે રે, મુંને કાંગવો ભરવા દેજ્જે રે—૦
હું તો કાંડી મોલામાં ગઇતી રે, મુંને સુલતાનનો માયા લાગી રે;
સીંગોલી વીણવા દેજ્જે રે મુંને સીંગોલી વીણવા દેજ્જે રે—૦

---

## રાસુડો ૧૨

દુધે તે લાવડી રેકી કાનુડે ચંદન તે લાવડી રેકી કાનુડે;
વનમાં કાનુડો ઉતારા માગે, વનમાં કયાં દેવા જઇએ;
કાનુડો મારે ખેધે પડયો છે—૦
ખેધે પડીયો ગુણગારો હઠીલો મારે ખેધે પડીયો છે—દુધે૦
વનમાં કાનુડો દાતણીયા માગે, વનમાં કયાં દેવાં જઇએ;
કાનુડો મારે ખેધે પડીયો છે—૦
ખેધે પડીયો ગુણગારો હઠીલો મારે ખેધે પડીયો છે—દુધે૦
વનમાં કાનુડો ભોજનીયાં માગે, વનમાં કયાં દેવા જઇએ;
કાનુડો મારે ખેધે પડીયો છે—૦
ખેધે પડયો ગુણગારો હઠીલો મારે ખેધે પડીયો છે—દુધે૦
વનમાં કાનુડો મુખવાસ માગે, વનમાં કયાં દેવા જઇએ;
કાનુડો મારે ખેધે પડીયો છે—૦

એધે પડીયો ગુણગારો, હઠીલો મારે એધે પડીયો છે—દુધે૦
વનમાં કાનુડો પોઢણીયાં માગે, વનમાં કયાં દેવા જઈએ;
કાનુડો મારે એધે પડીયો છે—૦
એધે પડીયો ગુણગારો, હઠીલો મારે એધે પડીયો છે—દુધે૦

---

## રાસુડો ૧૩

ઉંચા ઉંચા સુલતાન શાહના બંગલારે,
તેને નીચે આરસપહાણની હોજરે;
વહેલા પધારો કરાચી શહેરમાં રે—૦
શાહાના વકીલોને ઉતારા ઓરડા રે,
મહમદ સુલતાનને રે મેડીના મહોલ રે;
વહેલા પધારો કરાચી શહેરમાં રે—ઉંચા૦
શાના વકીલોને દાતણ દાડમી રે,
મહમદ સુલતાન ને કણીઆરી કામરે;
વહેલા પધારો કરાચી શહેર માં રે—ઉંચા૦
શાહના વકીલોને ભોજન લાપસી રે,
મહમદ સુલતાનને ગેવરીઓ કંસાર રે;
વહેલા પધારો કરાચી શહેર માં રે—ઉંચા૦
શાહના વકીલોને મુખવાસ એલચી રે,
મહમદ સુલતાન ને પાન પચાસ રે;
વહેલા પધારો કરાચી શહેર માં રે—ઉંચા૦
શાહાના વકીલોને પોઢણ ઢોલીયા રે,
મહમદ સુલતાનને હીંડોળા ખાટરે;
વહેલા પધારો કરાચી શહેરમાં રે—ઉંચા૦

## રાસુડો ૧૪.

સોના હીંઢોણી રૂપા બેડલું રે,
પાણીરા ગઇતી તળાવ મારા વ્હાલા—સોના૦
કાંઠે ઉભોરે કુંવર કાનજીરે,
કાન મુને ઘડુલો ચડાવ મારા વ્હાલા—સોના૦
એ તારો ઘડુલો ગોરી તો ચડેરે,
તું મારા ઘરડાની નાર મારા વ્યાલા—સોના૦
જાવરે ધુતારા કાળા કાનજીરે,
તું મારો માડી જાયો વીર મારા વહાલા—સોના૦
કે ઘર મહીને ગોળો મેં ચડીગોરે,
ત્રુટી મારી કમરકાની કંસ મારા વહાલા—સોના૦
કે ભાઇરે દરજીરા વીરા વીનવું રે,
ટાંક મારી કમરકાની કંસ મારા વહાલા—સોના૦
કે ટાંકે તે ટાંકજો ઘમર ગુગરીઉ રે,
હૈડે તે લખજો જીણા મોર મારા વહાલા—સોના૦

---

## રાસુડો ૧૫.

દોરી હીરાની ને સાંકળા હેમનારે લોલ;
વહાલો સુલતાન શાહ પીર મારે ઘરે પ્રોણલારે લોલ૦
વહાલો ઉતારા કરે વખાણે ઓરડારે લોલ;
દડો ફુલનો તે સામ સામા દોલવેરે લોલ—દોરી૦
વહાલો દાતણીયા કરે વખાણે દાડમીરે લોલ;
દડો ફુલનો તે સામ સામા દોલવેરે લોલ—દોરી૦

વહાલો ભોજનીઆ કરે વખાણે લાપસીરે લોલ૦
દડો ફુલનો તે સામ સામા દોલવેરે લોલ—દોરી૦
વહાલો મુખવાસીયા કરે વખાણે એલચીરે લોલ;
દડો ફુલનો તે સામ સામા દોલવેરે લોલ—દોરી૦
વહાલો ધોઢણીયા કરે વખાણે ઢોલીયારે લોલ;
દડો ફુલનો તે સામ સામા દોલવેરે લોલ—દોરી૦
વહાલો નાવણીયા વખાણે કુંઢીયુંરે લોલ;
દડો ફુલનો તે સામ સામા દોલવેરે લોલ—દોરી૦

---

## રાસુડો ૧૬.

હાર ગજરા ઢાલું ગલેમે, ચંબેલી મોગરા ઢાલું ગલેમે;
તેરે ગલેમેં તેરી રાણીકે ગલેમેં—હાર ગજરા૦
મુંબઈમેં આયા સુલતાન કરાચી પધાર્યા—હાર ગજરા૦
અમેરીકા શહેરસે મોટર મંગાઈ
ફીરેને વાલા સુલતાન શાહા—હાર ગજરા૦
પેરીસ શહેરસે પલંગ મંગાયા;
સોને વાલા સુલતાન શાહા—હાર ગજરા૦
લંડન શહેરસે ઝુલા મંગાયા;
ઝુલને વાલા સુલતાન શાહા—હાર ગજરા૦
સુરત શહેરમે બરફી મંગાઈ;
ખાને વાલા સુલતાન શાહા—હાર ગજરા૦
પુના શહેરસે પાન મંગાયા;
ચાવને વાલા સુલતાન શાહા—હાર ગજરા૦

ટેકડીકાં બંગલા રહીમભાઇ બનાયા;
રહેને વાલા સુલતાન શાહ—હાર ગજરા૦
તેરી સુરત પર મંહે હું દીવાની;
દીદાર બતાવો સુલતાન શાહ—હાર ગજરા૦

---

## રાસુડો ૧૭.

### બાર માસી.

કારતક મહીને કૃષ્ણ કપુરી આવો બંસીવાલા,
રાજ રૂપાળારે-કરાચીમાં આવોને,
સુલતાન શાહ લહેરીરે, કરાચીમાં આવોને;
સુલતાન શાહ પીયારારે કરાચીમાં આવોને૦
માગસર મહીને માયા મેલી ગોપીયુને કીધી ઘેલી
રંગ ભરેલીરે-કરાચીમાં આવોને—સુલતાન૦
પોષ મહીને પીયુ અમારા, પ્રિતમ છો તમે પીયારા;
પ્રાણ આધારારે-કરાચીમાં આવોને—સુલતાન૦
મહા મહીને વીચાર મનમાં વાલાને મળું વનમાં,
તે તો મારા તનમાંરે-કરાચીમાં આવોને—સુલતાન૦
ફાગણે વન શોભતી આ ધરતી ધંધો ભૂલી,
કે સેજ થઇ સુનીરે-કરાચીમાં આવોને—સુલતાન૦
ચૈતર મહીને ચતુરાઇ તમારી, વેગે જાઉં વારી,
ઘેલા ગિરધારીરે-કરાચી આવોને—સુલતાન૦
વૈસાખ મહીને વહેલા વહેલા આવોને અલબેલા

છેલ છબીલારે-કરાચીમાં આવોને—સુલતાન૦
જેઠ મહીનો કેમ કરી જાશે, વેદના કેમ વેઠાશે;
કેમ સહેવાસેરે-કરાચીમાં આવોને—સુલતાન૦
આષાડ માસે આશા તમારી વેગે જાઉં વારી;
ઘેલા ગિરધારીરે-કરાચીમાં આવોને—સુલતાન૦
શ્રાવણ મહીનો સૌને ગમે, જરૂર અતર જામી;
ગોકુળ ગામીરે-કરાચીમાં આવોને—સુલતાન૦
ભાદરવે તો ભર્યાં સરોવર, તેમાં ચીર ન તરીયા;
દીલના દરીયારે-કરાચીમાં આવોને-સુલતાન૦
આસુ માસે આશા તમારી વેગે જાઉં વારી;
ઘેલા ગિરધારીરે-કરાચીમાં આવોને—સુલતાન૦

---

## રાસુડો ૧૮

ગાંયુ ચરાવતો જમના તીર, આરે આરે જાલ્યા અમારા ચીર;
મેલો મેલો કાનજી અમારા ચીર, હું તારી બેનડી ને તું મારો વીર.
કીયાની બેનડી ને કહાં તારો વીર, તમે ગોપીયું અમે નીરમલનીર;
ચીર ફાટીયા ને ગોપી રાવે ગઇ, જસોદાને મંદીરે ઉભી રહી.
માતા જસોદાજી તમારો કાન, નીત નીત માગે મહીના દાન;
જાઓ જાઓ ગોપીઉં તમારે ઘેર, કાન આવે તો કરૂં વઢવેર.
સાંજ પડીને કાન આવીયા ઘેર, માતા જસોદા માંઢી વઢવેડ.
કાનરે કાન તારી આવડી શું પેર, નીતના લીબડા લાવીશ ઘેર.
સાચું બોલુંતોમાતાજસોદાનીઆણ, ખોટું બોલુંતોઓલીગોપીયુંસુજાણ

એક આવેને મારે પાય પડે, બીજી આવેને મારી સેવા કરે.
ત્રીજી આવેને મારી મુરલી વગાડે, ચોથી આવેને મારે ઘુંઘટ ઘેરાવે
એટલા ચરિત્ર વનમા થાય, કહો માતાજી કેમ રહેવાય.
ગાલે તમાચા હણવા જાય, મુખ દેખીને દુર ગભરાય.
વિરાટ સ્વરૂપે નીરખ્યા બાલ, માતા જસોદાએ આણ્યો વહાલ.
ધરણીધર અમ ઘેર અવતર્યા, આજ અમારા કારજ સર્યા.

---

## રાસુડો ૧૯.

જળ જમનાનો મહીમા મોટો, ન્હાવા જાઇએ દહાડી;
માતા સલામત ધોવા ગીયાતા ઝુલણી વીસારી
કોઇને જડીજ હોયતો દેજો મારા સુલતાન શાહની ઝુલણી—જળ૦
શેરીયે શેરીયે સાદ પડાવું, ઘર ઘર હાલું જોતી,
ઝુલણીને ચારે છેડે હીરા માણેક મોતી;
કોઇને જડીજ હોયતો દેજો મારા સુલતાન શાહની ઝુલણી—જળ૦
સાવ સોનાની ઝુલણી માંહે રૂપાના છે ધાગા
અવર લોકને અડગે નહી મારા સુલતાન શાહના વાગા
કોઇને જડીજ હોયતો દેજો મારા સુલતાન શાહની ઝુલણી—જળ૦
સાવ સોનાની ઝુલણી માંહે લીલી પીળી લીંટી
અવર લોકને અડગે નહી મારા સુલતાન શાહની વીંટી
કોઇને જડીજ હોયતો દેજો મારા સુલતાન શાહની ઝુલણી—જળ૦
શેરીયે શેરીયે સાદ પડાવું ઘર ઘર હાલું જોતી,
ઝુલણીને ચારે છેડે હીરા માણેક મોતી;
કોઇને જડીજ હોયતો દેજો મારા સુલતાન શાહની ઝુલણી—જળ૦

## રાસુડો ૨૦.

સામેને ઓરડીયે કાંય મોર મોતી ચુણે,
આજરે સુલતાન શાહ મહેં તો ઉતારા કરતા દીઠા;
ઉતારા ઓરડારે-ઉતારા ઓરડારે પેલી ગોપીને ઘેર,
ગોપી મેલોરે-ગોપી મેલોરે મારા સાહેબાનો સાથ:
તુને આલુંરે-તુને આલુંરે મારા હૈડાનો હાર—સામે૦
આજરે સુલતાન શાહ મહેંતો દાતણ કરતા દીઠા,
દાતણ દાડમીરે-દાતણ દાડમીરે પેલી ગોપીને ઘેર;
ગોપી મેલોરે-ગોપી મેલોરે મારા સાહેબાનો સાથ;
તુને આલુંરે-તુને આલુંરે મારા હૈડાનો હાર—સામે૦
આજરે સુલતાન શાહ મહેંતો ભોજન કરતા દીઠા,
ભોજન લાપસીરે-ભોજન લાપસીરે પેલી ગોપીને ઘેર;
ગોપી મેલોરે-ગોપી મેલોરે મારા સાહેબાનો સાથ
તુને આલુંરે-તુને આલુંરે મારા હૈડાનો હાર—સામે૦
આજરે સુલતાન શાહ મહેં તો મુખવાસ કરતા દીઠા,
મુખવાસ એલચીરે-મુખવાસ એલચીરે પેલી ગોપીને ઘેર;
ગોપી મેલોરે-ગોપી મેલોરે મારા સાહેબાનો સાથ;
તુને આલુંરે-તુને આલુંરે મારા હૈડાનો હાર—સામે૦
આજ મહેં સુલતાન મહેંતો પોઢણ કરતા દીઠા;
પોઢણ ઢોલીઆરે-પોઢણ ઢોલીયારે, પેલી ગોપીને ઘેર;
ગોપી મેલોરે-ગોપી મેલોરે મારા સાહેબાનો સાથ;
તુને આલુંરે-તુને આલુંરે મારા હૈડાનો હાર—સામે૦

# ખુશી ખુશી ખુશી

ધન્ય ઘડી દીન આજની
ધન્ય ધન્ય નર નાર
ધન્ય નગર કરાચીતણું
સુલતાન પધાર્યા આ વાર

સૌ સજ્જનો દીન બંધુઓ બ્હેનો સખીઓ સર્વે ઇસ્માઇલી મુરીદોને આપણા પાક ઇમામ શિર છત્ર માલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર જી. સી. એસ. આઇ. એલ, એલ. ડી. ઑફ બોમ્બે પ્રેસીડેન્સી ઇસ્માઇલી ઇમામની પવિત્ર પધરામણીની ઘણી ઘણી મુબારકબાદી હોજો યા મૌલા સર્વ દીનદારોના મનોરથો સફળ કરો. આમીન

પ્રગટ કર્તા